૧૯૦૧. જમીન વેચાણ પ્રતિબંધ બિલનો વિરોધ. ધારાસભામાંથી ઊઠી નીકળ્યા.
જિલ્લા મ્યુનિસિપાલિટીના ધારામાં કોમી મતદારીનું તત્ત્વ ઘુસાડવામાં આવતું હતું તેનો વિરોધ.
મદ્યનિયમનની હિલચાલને ટેકો.
**રાનડેજીનું અવસાન.**

૧૯૦૨. **ફરગ્યુસન કૉલેજમાંથી રાજીનામું.**
**વડી ધારાસભામાં ચૂંટાયા.**
સરકારી નાણાંકીય નીતિ ઉપર સપાટા.

૧૯૦૩. વડી ધારાસભામાં સરકારી અંદાજપત્ર ઉપર પ્રહારો.
**ગાંધીજી કલકત્તામાં ગોખલેને ઘેર એક માસ રહ્યા.**

૧૯૦૪. સી. આઈ. ઈ.નો ઇલ્કાબ મળ્યો.
અંદાજપત્ર ઉપર ભાષણ વ.

૧૯૦૫. અંદાજપત્ર ઉપર ભાષણ વ.
**૧૨ મી જૂન. ભારત સેવક સમાજની સ્થાપના.**
ઇંગ્લંડની બીજી વારની મુલાકાત.
**બનારસ કૉંગ્રેસના પ્રમુખ થયા.**
પૂના શહેર સુધરાઈના પ્રમુખ.

૧૯૦૬. વિલાયતની ત્રીજી મુલાકાત.

૧૯૦૭. વડીલ બંધુનું મૃત્યુ.
લાલા લજપતરાયનો દેશનિકાલ.
**ઉત્તર હિંદુસ્તાનમાં પ્રવાસ અને ભાષણો.**
અંદાજપત્ર ઉપર ધારાસભામાં પ્રહારો.
**સુરતમાં કૉંગ્રેસના ભાગલા.**

૧૯૦૮. વિલાયતનો ચોથો પ્રવાસ.
મિન્ટો–મોર્લી સુધારાઓ જાહેર થયા.
તિલકની ધરપકડ અને કારાવાસ.
'હિંદી પંચ' ઉપર નાલેશીનો દાવો.
મદ્રાસમાં કૉંગ્રેસ.
રાનડે અર્થશાસ્ત્ર વિદ્યાલયની સ્થાપના.

૧૯૧૦. નાતાલમાં ગિરમીટિયા મોકલવા ઉપર પ્રતિબંધ મૂકતો ઠરાવ રજૂ કર્યો.
**પ્રાથમિક શિક્ષણ વિષે ઠરાવ મૂક્યો, ને ખેંચી લીધો.**
છાપખાનાના કાનૂન પર ટીકા.
અલાહાબાદ કૉંગ્રેસમાં સર વિલિયમ વેડરબર્નના મંત્રી તરીકે સેવા બજાવી.
૧૯૧૧. પ્રાથમિક શિક્ષણ સંબંધી બિલ ધારાસભામાં રજૂ કર્યું.
સભાબંધીના ઠરાવનો વિરોધ.
૧૯૧૨. ગિરમીટ પ્રથા ઉપર ઠરાવ મૂક્યો.
પ્રાથમિક શિક્ષણ પર ઠરાવ મૂક્યો, પણ ઊડી ગયો.
ઇંગ્લંડની પાંચમી મુલાકાત.
**દક્ષિણ આફ્રિકા ગયા.**
જાહેર નોકરીને લગતા કમિશન પર નિમાયા.
૧૯૧૩. જાહેર નોકરીના કમિશન સાથે વિલાયતનો છઠ્ઠો પ્રવાસ.
**દક્ષિણ આફ્રિકાની લડત માટે ફાળો કરવાનું કામ ઉપાડ્યું.**
૧૯૧૪. જાહેર નોકરી કમિશન અંગે વિલાયત ગયા—સાતમી વાર.
**'સર'નો ખિતાબ લેવાનો ઇન્કાર કર્યો.**
ગાંધી-સ્મટ્સ સમાધાન.
ગાંધીજીને લંડનમાં મળ્યા.
કૉંગ્રેસમાં નરમ ગરમ દળો વચ્ચે સમાધાનનો પ્રયત્ન. તેમાં નિષ્ફળતા.
૧૯૧૫. કૉંગ્રેસ દળોના સમાધાન અંગે સામસામાં વાગ્બાણો.
ગાંધીજી મળવા આવ્યા.
**છેલ્લવેલ્લા રાજદ્વારી વસિયતનામા સમો સુધારાનો ખરડો ઘડ્યો.**
**૧૯મી ફેબ્રુઆરી — પ્રયાણ.**